

વર્ષ ૨ અંક ૮
શ્રીઉત્પત્તિ
એકાદશી વ્રત

કાર્તિક વદ
૧૧, ૨૦૬૬

# તાત તણો પ્રતિબિંબ રે રસના



અનુક્રમણિકા



## राग जेतश्री

महा श्रीउत्सव अलौकिक कह्यौ न जाई ।।
भक्तनके उर सदा बसत प्रभु, प्रगट भये सुखदाई ।। १ ।।
श्रीगोकुलेश प्रागट्य सर्वोपर, लीला रसिक सुहाई ।।
भक्त रसिक रसमय प्रभु प्रगटे, वल्लभदास महानिधि पाई ।। २ ।।

શ્રીગોકુલેશ પાઠશાળા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**

**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**

**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સદા અપાર;**

**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**

**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**

**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

શ્રીમાલા-તિલકનો ઉપદ્રવ જે થયો, તેમાં ચિદ્રૂપ નામક સંન્યાસીએ સામાન્ય લોકોમાં ભય ફેલાવી મુગલ બાદશાહ જહાંગીરને પોતાની માયા-જાલમાં ફસાવી પોતાને વશ કરી અને વૈષ્ણવ માર્ગીય સામાન્ય જનોને હેરાન કરવા લાગ્યો. શ્રીમાલા-તિલક તે આપણા વૈષ્ણવો માટે સૌભાગ્ય છે. તેને જ હણવાનો પ્રયાસ કર્યો. પણ સર્વ સમર્થ સર્વદા સેવ્ય શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણની નિજાશ્રયમાં રહેનાર સેવક-વૈષ્ણવો સદા નિર્ભય બની શ્રીમાલા-તિલકને ધારણ કરતાં.

ચિદ્રૂપ શાસ્ત્રોથી અવગત ન હતો. અને શ્રીગોકુલેશ પ્રભુચરણ સર્વ શાસ્ત્ર પારંગત. આપશ્રીએ વૈદિક-સનાતન ધર્મના સર્વ શાસ્ત્રોમાં જ્યાં જ્યાં શ્રીતુલસી-કાષ્ઠ માલા અને શ્રીપ્રભુનું શ્રીચરણારવિંદ સ્વરૂપ એવા તિલકનું માહાત્મ્ય સર્વ પ્રકટ કર્યું. સાથેજ શાન્ત ચિત્તથી અને સદૈવ પોતાનું સૌભાગ્ય સ્વરૂપ શ્રીમાલા-તિલકને ધારણ કરી રાખતાં. ચિદ્રૂપ જેવા મહાપાખંડી, યવન બાદશાહના સેનાપતિઓ, વગેરે ધર્મ દ્વૈષી શ્રીગોકુલેશ પ્રભુ સમક્ષ કાંઇ પણ કહેવાને સમર્થ ન થયાં.

જ્યારે શ્રીગોકુલેશ પ્રભુની સન્મુખ આવે ત્યારે તે સર્વ ધર્મ દ્વૈષી ચૂપ કરી રહેતા. પણ શ્રીગોકુલેશ પ્રભુ સન્મુખ કાંઇપણ કહેવાને સમર્થ ન થતાં. અને આપશ્રીના સેવકો તો સર્વદા શ્રીગોકુલેશ પ્રભુચરણના શ્રીમુખના

વચનામૃતનો આસ્વાદ નિરંતર માણતાં. આ માલા-તિલકના પ્રસંગ દરમ્યાન શ્રીગોકુલેશ પ્રભુચરણે શાસ્ત્રોના ઘણાં એવાં પ્રસંગોનું વર્ણન પ્રકટ કર્યું કે જેનાથી એક જીવનો ઉત્કર્ષ થાય. શ્રીપ્રભુને કેવી રીતે પ્રસન્ન કરવાં? ભક્તની લાક્ષણિક્તા શું હોઇ શકે? વગેરે વગેરે.

એવોજ પ્રસંગ આપણે જોઇએ. શ્રીગોકુલેશ પ્રભુચરણ શ્રીમદ્ ભાગવતનો પ્રસંગને સંબોધી રહ્યાં છે. આપશ્રી આજ્ઞા કરે છે કે : શ્રીભાગવતનું વચન છે કે મારા (શ્રીકૃષ્ણ) સ્વરૂપ અને મારા ભક્તોનું દર્શન, સ્પર્શ, અને પૂજા પરિચર્યા તથા સ્તુતિ; નમ્રતાપૂર્વક ગુણકર્મોનું કીર્તન, મારી કથાના શ્રવણમાં શ્રદ્ધા, મારૂં ધ્યાન કરવું, સર્વ લાભ સમર્પિત કરવા, દાસ્યભાવથી આત્મનિવેદન કરવું. મારા જન્મ અને કર્મોની જ કથા કરવી, મારા ઉત્સવોમાં આનંદ પામવો, ગીત નૃત્ય અને વાદ્ય તથા ગોષ્ઠી વડે મારા ઉત્સવો ઉજવવા.

સર્વ વાર્ષિક પર્વોમાં યાત્રા તથા બલિવિધાન કરવું, વેદ કે તંત્ર અનુસાર દીક્ષા લઇ મારૂ વ્રત ધારણ કરવું, મારી પૂજા સ્થાપનમાં શ્રદ્ધા તથા સ્વયં ઉદ્યમ કરવો, મારા ઉદ્યાન, ઉપવન, ક્રીડાગૃહ અને મંદિરના માર્જન, લેપન, સિંચન વગેરેથી મારા ઘરની દાસભાવે અને નિષ્કપટતાથી વ્યવસ્થા કરવી, માનત્યાગ, દંભત્યાગ, કરેલા કાર્યને કહી બતાવવું નહિ, નિવેદન કરેલા દીપકને પોતાના કામમાં ન લાવવો, લોકમાં જે અત્યંત ઈષ્ટ છે, અને પોતાને અત્યંત પ્રિય છે, તે મને નિવેદન કરવું. આવા લક્ષણવાળો ભક્ત અનંત કાળ સુધી મને પામે છે.

બીજે સ્થળે પણ ભગવાન કહે છે કે મારી અમૃત કથામાં શ્રદ્ધા, હંમેશા મારૂં કીર્તન કરવું, પૂજામાં અત્યંત નિષ્ઠા રાખવી, મારી સ્તુતિ કરવી, પરિચર્યા કરવામાં આદર રાખવો, સર્વાંગ વડે અભિવાદન કરવું, મારા ભક્તની પૂજા અધિક માનવી, સર્વભૂતોમાં મારો વાસ સમજવો, મારા નિમિત્તે જ બધી અંગચેષ્ટાઓ કરવી, વાણીથી મારૂં ગુણકીર્તન કરવું, મનથી સર્વ કામનું વિસર્જન કરી બધું મને અર્પણ કરવું. મારા માટે ભોગસુખનો ત્યાગ કરવો, મારા અર્થે ઈષ્ટ, દત્તા, હુત, જપ, વ્રત, તપ કરવાં આ ભક્તલક્ષણ છે.

અન્યત્ર પણ ભગવદ્વચન છે કે મારા અર્થે સર્વ કર્મો કરવાં, ધીરે ધીરે સ્મરણ કરતાં મન તથા ચિત્ત મને સમર્પણ કરવું, ભગવદ્ધર્મમાં જ આત્મા અને મનને લગાવવું. મારા સાધુ ભક્તોએ જ્યાં આશ્રય કર્યો હોય એવા પુણ્ય પ્રદેશમાં રહેવું, દેવ, મનુષ્ય અને અસુરોમાં મારા ભક્તોએ કરેલા ચરિત્રો સ્મરણ કરવાં, પૃથક સત્રથી કે મારા પર્વ નિમિત્તે યાત્રા અને મહોત્સવો મહારાજોના વૈભવ વડે અને નૃત્ય તથા ગાન વડે ઉજવવા, શુદ્ધ હૃદયવાળા ભક્તે સર્વાત્મરૂપ મને સર્વભૂતોમાં આકાશની જેમ અંદર બહાર વ્યાપક રૂપે દેખવો.

દશમ સ્કંધમાં કહ્યું છે કે તમારી કથારૂપ અમૃત તપ્ત આત્માઓનું જીવન છે, કવિઓએ તે ગાયું છે ને પાપનાશક છે, કાનને માટે સાંભળવામાં મંગલરૂપ છે, શોભાપૂર્ણ છે, ચારેબાજુ વ્યાપેલું છે અને જેઓ દાનવીર જનો છે, તે તમારી કથા આ પૃથ્વી પર ગાય છે. પદ્મપુરાણમાં ભગવાને કહ્યું છે કે મારૂં કાર્ય કરતા પુરુષોનો જો ક્રિયાલોપ થાય, તો તેમનાં કામ ત્રણ કરોડ મહર્ષિઓ કરે છે. એકાદશ સ્કંધમાં કહ્યું છે કે કાયા, વાચા, મન,

ઈન્દ્રિયો, બુદ્ધિ, આત્મા કે અનુકૂળ સ્વભાવથી માનવ જે જે કાર્ય કરે, તે સર્વ પરમ નારાયણને અર્પણ કરે. મોક્ષધર્મમાં કહ્યું છે કે આ બ્રહ્મા, ઋષિઓ, સ્વયંશિવ, અન્ય શ્રેષ્ઠ દેવો, દૈત્યો, દાનવો, રાક્ષસો, નાગો, ગરૂડો, ગંધર્વો, સિદ્ધો તથા રાજર્ષિઓ વિધિપૂર્વક જે હવ્ય કવ્ય અર્પણ કરે છે. તે તે તે દેવતાઓના ચરણોમાં પહોંચે છે. એકાન્ત બુદ્ધિવાળા ભક્તો જે જે ક્રિયાઓ કરે છે તે સર્વ દેવ શિરસા અંગિકાર કરે છે.

આ પ્રમાણે અનેક પ્રસંગો આપશ્રીના શ્રીમુખથી નિઃસૃત વહેતાં રહે છે. આવા આપણા સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણનો પ્રાગટ્યોત્સવ - મહોત્સવને હવે થોડાજ દિવસ રહ્યાં છે, ત્યારે આપણા શ્રીગોકુલેશ પ્રભુની સૃષ્ટિમાં તો આ ઉત્સવની વધામણી શરૂ થઇ ગઇ છે. આપશ્રીનો ઉત્સવને આપણે મહોત્સવ કહીએ છીએ. ક્યારેક પ્રશ્ન પણ થાય કે શ્રીગોકુલેશ પ્રભુનો પ્રાગટ્યોત્સવ એટલે મહોત્સવ, મહા-ઓચ્છવ, મહોચ્છવ કહીએ છીએ જ્યારે શ્રીમહાપ્રભુજીનો ઉત્સવ, શ્રીગોપીનાથ પ્રભુચરણનો ઉત્સવ, શ્રીગુસાંઇજીનો ઉત્સવ. એવો ભેદ કેમ ?

આવો જ્યારે પ્રશ્ન આપણને થાય તે માટે આપનાં જ ઘરનાં આચાર્ય નિ.લી.શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીકન્હૈયા પ્રભુચરણ આજ્ઞા આ પ્રમાણે કરે છે : એક સમય શ્રીગોકુલમેં અપની બેઠકમેં બિરાજત હતે તબ વાર્તા પ્રસંગ ચાલી રહ્યો હતો. તબ એકને વિનતી કીની જે રાજ, શ્રીજન્માષ્ટમીકો ઉત્સવ, શ્રીમહાપ્રભુજીકો ઉત્સવ, શ્રીગોપીનાથજીકો ઉત્સવ, શ્રીગુસાંઇજીકો ઉત્સવ ઔર **શ્રીગોકુલનાથજીકો મહાઉત્સવ**, યાકો કારણ કૃપા કરકે સમજાઇયેં...તબ પ્રસન્ન હોય કે આજ્ઞા કીની જે **મહા** શબ્દ હે સો વિષેશતાકો હે, જેસે મહાભોગ, મહાનિશા, મહારાસ, માહાપ્રભુ, એસે શ્રીપૂર્ણપુરૂષોત્તમ સાક્ષાત્ પુષ્ટ પુષ્ટિ રસાત્મક પ્રભુકો પ્રાગટ્ય હોય તબ **મહા** શબ્દ વપરાય હે...જેસે શ્રીમહાપ્રભુજી, તેસે શ્રીગોકુલેશજીકો પ્રાગટ્ય. સ્ત્રીનો જે ભાવ ગૂઢ તે શ્રીગોકુલેશસ્વરૂપ કૃષ્ણરસાત્મક હે, યાતેં **શ્રીમહાઉત્સવ** ભયો.

આઓ, આપણે સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ આપણે પણ આવા મહોત્સવને ખૂબજ ઉત્સાહ પૂર્વક અને શ્રીપ્રભુને સુખ થાય તે રીતે મહોત્સવ ઉજવીએ. સાથેજ સર્વ પ્રથમ આપણા શ્રીકન્હૈયા પ્રભુનો પણ ઉત્સવ આજેજ(કાર્તિક વદ ૧૧) છે. તો ચાલો, આપને પણ શ્રીકન્હૈયા પ્રભુ વિષે પણ થોડુક જાણવાનો પ્રયાસ કરીએ. એ પહેલાં મહોત્સવની એક વધાઇ :

राग बिलावल :- अद्भुत श्रीवल्लभनन्दन गृह **महामहोत्सव** आज ।। अगहनकी सुदि सातें सुभावेला उठत जनके हेत; चारों वेद कला आशा धरी वैभव अमित सेमत।। १ ।। मिटे अशुभ सब निज भक्तनके आनंद सिंधु बढ़ायौं ।। चिते चिते मुखचंद मनोहर चौगुनो चाव बढ़ायौं ।। २ ।। नाचत गावत करत वधाइ कनक रतन पट देत ।। विष्णुदास प्रभु पर न्योछावरि करि करि सबहिन देत ।। ३ ।।

આમ અનેક ભક્તોએ શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણના ગુણગાન સ્વરૂપ પદો-ધોલની રચના કરી છે. એવા અનેક ભક્તો છે, જેમની માહિતી અલ્પ હોવાથી કેવળ નામનો જ ઉલ્લેખ કરી અત્રે એવા ભક્તોને અંજલી અર્પીએ છીએ. એવા ગિરધરજી, ગોપાલદાસ, નાગરીદાસ, પદ્મનાભદાસ, ભગવાનદાસ, માણેકચંદ, મુરારિદાસ, રામકૃષ્ણ, રામદાસ, વિષ્ણુદાસ, શ્રીવિઠ્ઠલ, શ્યામદાસ, સગુનદાસ, હરજીવનદાસ, રાજાઆશકરણજી, વગેરે આ સેવક-ભક્તો શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજીના છે.

અરે કેવલ ભક્તો જ નહિં, પણ ગોસ્વામી મહાનુભાવ બાલકોએ પણ અનેક પ્રકારે શ્રીગોકુલેશ પ્રભુના ગુણગાન પ્રકટ કર્યાં છે. ગો.શ્રીપુરુષોત્તમજી (સં.૧૮૦૬), શ્રીગોકુલનાથજી (સરસારંગી - સં.૧૮૨૦), શોભામાજી (સં.૧૮૨૦), ગો.શ્રીવ્રજાધીશજી, ગો. શ્રીવાગ્ધીશજી, શ્રીલાલા લહેરી (ગોપાલલાલ - સં.૧૯૧૦), શ્રીયશોદા બેટીજી (નિજજન - સં.૧૯૧૪), વગેરે.

અને એવા હિન્દી અને ગુજરાતીમાં કેટલાંક કાવ્યો છે તેના કર્તા કોણ છે તે જાણવામાં કે સમજવામાં ન આવવાથી અજ્ઞાત એ નામે તે કાવ્યોની યાદી કવિ પરિશિષ્ટમાં આપી છે. બાકી દાસ, દાસનો દાસ, નિજદાસા, દાસીએ નામની છાપવાળા અજ્ઞાત કવિઓમાં છે. સાથેજ અમૃત, કલ્યાણ, ગંગાબાઇ, ચંદ, જીવન, જગત, ભીરદાસ, ભાનુસુતા, પ્રાણવલ્લભ, પ્રેમદાસ, પ્રભુદાસ, મથુરા, મોહન, મુકુંદદાસ, તુલસી, દયાલદાસ, નરેશ, વનમાલીદાસ. આમ અનેક ભક્તોએ શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ માટે ગુણગાન પ્રકટ કર્યાં.

**વધાઇ વધાઇ વધાઇ**

આ પખવાડિયુંમાં અનેક ઉત્સવો. **શ્રીગોકુલનરેશ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ કન્હૈયા પ્રભુનો ઉત્સવ** (સં.૧૯૨૬), સપ્તમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીઘનશ્યામજીનો પ્રાગટ્યોત્સવ, મહોત્સવની વધાઇનો પ્રારંભ, ધન ધન છઠ્ઠની રાત, **શ્રીમદ્ વિઠ્ઠલરાજકુમાર આદ્ય ચતુર્થપીઠાધીશ્વર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણનો મહોત્સવ (સં.૧૬૦૮)**

ભાવત્કઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ કાર્તિક વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ માગસર સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

નવેમ્બર ૧૨, ૨૦૦૯ થી નવેમ્બર ૨૭,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - કાર્તિક વદ | ગુરુ | નવેમ્બર - ૧૨ | **શ્રીગોકુલનરેશ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ કન્હૈયા પ્રભુનો ઉત્સવ (સં.૧૯૨૬)** (આજ ઘરની રીતિ અનુસાર ઉત્સવ મનાવવો) |
| ૧૨ | શુક્ર | ૧૩ | શ્રીઉત્પત્તિ એકાદશી વ્રત (શાસ્ત્રીય સિદ્ધાન્તથી આજે વ્રત કરવું) |
| ૧૩ | શનિ | ૧૪ | **સપ્તમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીઘનશ્યામજીનો પ્રાકટ્યોત્સવ (સં.૧૬૨૮)** |
| ૧૪ | રવિ | ૧૫ | |
| ૩૦ | સોમ | ૧૬ | |
| ૧ - માગસર સુદ | મંગળ | ૧૭ | **શ્રીમદ્ ચતુર્થ શ્રીવિઠ્ઠલરાજકુમાર આદ્ય ચતુર્થપીઠાધીશ્વર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણનો મહોત્સવની વધાઇનો પ્રારમ્ભ** |
| ૨ | બુધ | ૧૮ | |
| ૩ | ગુરૂ | ૧૯ | |
| ૪ | શુક્ર | ૨૦ | **વિજયા ચતુર્થી (ફતેહ ચૌથ)** |
| ૫ | શનિ | ૨૧ | |
| ૬ | રવિ | ૨૨ | **ધન ધન છઠની રાત સુહાવની ।** |
| ૭ | સોમ | ૨૩ | **શ્રીમદ્ વિઠ્ઠલરાજકુમાર આદ્ય ચતુર્થપીઠાધીશ્વર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણનો (આવિર્ભાવ) મહોત્સવ (સં.૧૬૦૮). શ્રીગોકુલેશાબ્દ ૪૫૯નો પ્રારંભ ।** |
| ૮ | મંગળ | ૨૪ | |
| ૯ | બુધ | ૨૫ | |
| ૧૦ | ગુરુ | ૨૬ | |

**બ્રાહ્મણ વિના વેદોની અથવા યજ્ઞોની પર્યાપ્તિ એટલે પૂર્તિ થતી નથી.**

(શ્રીસુબોધિનીજી ૩.૨૨.૨)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# શ્રીરસિક રસ ચરિત્ર

## ઉપનયનસંસ્કાર

...ગતાંકથી આગળ

શ્રીજીને શૃંગાર કરાવે જરતારી પાગ ધરાવે । ઉપર તૂર્રો ધર્યો બહુ મૂલ કરી કનક કમલનું ફૂલ ।
સુભ કેસરી સુંદર ધરીઅ અતિ ઉત્યમ સોંધે ભરીઅ । કેસર અરગજે કરી અનુરાગ પેહેર્યો ચોલનો અતિ અનુરાગ ।
સ્વેત મેહ મુદીને દુદામી ફીરતી પેહેરે સમય પામી । એ શ્રીમુખથિ કહ્યું મન રંગ શ્રીગોપાલના વિવાહને પ્રસંગ ।
શ્રીગુસાંઇજીએ મેરે ઉપવીતકું પેહેર્યો વાગો ધરી યહ નિત્યકું । વેસો મેં કર્યો લરિકાકું શ્રીગુસાંઈજી સહરાએ જાકું ।
એહવું વિશદ કર્યું છેજેહા તેહની અનુસારે લખ્યું એહ । પટકો કસબી કટી ધરીઓ । છોગા મેહેલી અંગી કરીઓ ।
પછે આરોગ્યા તાંબોલ તેણે રંગે રંગ્યા રંગ રોલ । મુખ વાસ સુવાસિત સર્વ સૌરભ સકલનો ટાલ્યો ગર્વ ।
કંઠે તુલસીની માલા રસાલ મુક્તાની દુલરી માલ । રત્ન જટિતને હેમની ન્યારી શોભા પ્રગટી તેહની ભારી ।
ચોકી પદકને પુષ્પનોહાર તેહની ઊપમાનો નહિ પાર । ઉચ્ચ હૃદય વિશાલની સોભા જોઈ સહુકોના મન લોભા ।
સોંધે ચરચી પરમ સુવાસ એહવું ઊરમાહા સુખની રાસ । ઊપમા સમ કરવા જોઈ એન્હી પટ તર નાઆવે કોઈ ।
તે ઉપમા કેહેની દિજે સરવસ નોછાવરી કિજે । મોતીહાર હમેલ સોહે કેયુર કંકણીએ મન મોહે ।
બાજુ બંધ બેહરખા ચુડા અતિ અનૂપમ દિસે રૂડા । રત્ન જટિત મુદ્રિકા સાર તેહની સુંદરતા નહિ પાર ।
કર્ણે મુક્તા ફલ રાજે જોઇ સોભા અલૌકિક ગાજે । કટી મેખલા ઘુંઘરૂં ઘમકે ત્યાંહાં નગ અમર્પિત ચલકે ।

**મંડપની તૈયારી :**

મૃત્તિકા લાવ્યા પછી ચાર સોહાસણીઓએ કડાઇ ચડાવીને પ્રથમ સેવ તૈયાર કરી તરત જ તળી લીધી અને મુહૂર્ત સાધ્યું. ત્યાર પછી વર્ષગાંઠના ઉત્સવમાં જણાવ્યા પ્રમાણે અનેક જાતના પકવાન તૈયાર કરાવ્યાં. પકવાન તૈયાર થયા પછી દ્વારે કદલીના સ્તંભ રોપાવ્યાં તથા મંદિરને સુશોભિત રંગથી ધોળવામાં આવ્યું. બેઠકમાં ખંડની ભીંતો હાથી, ઘોડા, સભા, બ્રહ્મા, સૈન્ય, ઈન્દ્ર, સૂર્ય, ચંદ્ર, ચૌદ લોક, નૃત્ય કરતી અપ્સરાઓ, દોડતાં હરણ તથા અનેક પ્રકારનાં ફળ તથા કુસુમથી લચી પડેલાં વૃક્ષોની દોરેલાં આબેહુબ ચિત્રથી સર્વના મનને બેઠક આકર્ષવા લાગી. આ સિવાય જ્યાં-ત્યાં મખમલની સમિયાના બાંધવામાં આવ્યા





તથા આંગણામાં વિવિધ પ્રકારના ઉત્તમ ગાલીચા બિછાવ્યા. માણસોએ આવી દ્વારે આસોપાલવ તથા આંબાના વૃક્ષનાં સુંદર લીલાં પાનનાં તોરણ બાંધ્યાં.

**સ્નાન તથા શૃંગાર :**

વળી ઉત્સવની ખબર પડતાં દેશપરદેશથી અનેક પંડિત, કવિ, ભાટ, ગુણીજન, માગધ તથા ભાવિક ભક્તજન આવી પહોંચ્યા એ સર્વનું શ્રીગુસાંઇજીએ અનેક પ્રકારનાં દાન આપી યથાધિકાર સન્માન કર્યું. ત્યાર પછી એક માસ અગાઉ શુભ મુહૂર્ત જોઇ ચૂનથી ચોક પૂર્યા. ચીકણમાં હળદર ભેલવેલો ઉષણ જલથી ભરીને સૂત્રથી વીંટી કુલહરી (માટલી) મૂકી. વચ્ચે એક ચોકી મૂકી તે પર શ્રીગોકુલેશજીને પધરાવ્યાં. ચાર સોહાસણીઓએ આવી અભ્યંગ કરાવી કુળની રીત પ્રમાણે શ્રીગોકુલેશજીને સ્નાન કરાવ્યું. પછી અંગવસ્ત્ર કરી શૃંગાર ધર્યા. મસ્તકે જરતારી પાઘ, એની ઉપર મૂલ્યવાન પેચ યા તોરો, ભાલમાં કેસરનું તિલક, સુગંધ અરગજાથી ભરેલ ધોતી, શ્વેત મહમૂદી તથા દુદામી વગેરે શ્રીગોકુલેશજીને પહેરાવવામાં આવ્યાં. આ વખતે શ્રીગોકુલેશજીને શૃંગાર કરવામાં આવ્યો હતો તે વિષે શ્રીગોકુલેશજીએ શ્રીગોપાલલાલજીના વિવાહ પ્રસંગે કહ્યું છે કે :

શ્રીગુસાંઇજીએ મેરે ઉપવીત કું; એસો વાઘો ધરાવ્યો નિત કું ।

વેસો મેહું કર્યો લરિકા કું, શ્રીગુસાંઇજી સરાયો જાકું ।

શૃંગાર કરી રહ્યાં પછી શ્રીશોભાજીએ વાત્સલ્ય-ભાવથી રક્ષાર્થે ભમાં પર કાજળનું બિંદુ કર્યું. ત્યાં આવેલા બ્રાહ્મણોને દક્ષિણા આપી એમનું સન્માન કર્યું. એટલામાં બે સોહાસણી આવી આરતીનો થાળ તૈયાર કરી લાવી એમણે તિલક કરી શ્રીહસ્તમાં બીડું મૂક્યું અને શ્રીમસ્તકે ઈડીપીડી ઓવારી આરતી ઉતારી શ્રીગોકુલેશજીનાં ભાવપૂર્વક દર્શન કર્યાં.

*શ્રી વલ્લભ પ્રગટે ભાગ્ય હમારે;*

*ભયે મનોરથ મનકે ચિતે, શ્રી રૂકમણીલાલ નિહારે. ૧*

*કહી ન જાત અંગોઅંગકી શોભા, ઉમડી રસકી ધારે;*

*શ્રીગોકુલપતિજુકી યા છબિ ઉપર, વૃજદાસ અપનપો વારે. ૨*

..ક્રમશ:

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું બારમું નામ **भक्तिमार्गाब्जमार्तण्डः**[१२] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. निरीक्ष्य रन्तुं भगवान् मनो दधे (१०.१५.३), सूक्तैश्च कोकीलगणा गृहम् आगताय धन्या वनौक्स इयान् हि सतां निसर्गः (१०.१५.७), तन्माधवो वेणुम् उदरीयन् वृतः (१०.१५.२), अन्ये तदनुरुपाणि (१०.१५.१८), फलानाम् पतताम् शब्दम् (१०.१५.२९), तं गोरजच्छुरितकुन्तलबद्धबर्हः (१०.१५.४२), उपगीयमानचरितः (१०.१५.१०), ततश्च पौगण्डवयः श्रितौ व्रजे (१०.१५.१).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું અલગ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી(શ્રીમહાપ્રભુજી) ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા છો **भक्तिमार्गाब्जमार्तण्डः**[१२] સ્વરૂપ છો.

હવે ગયા વખતે આપણે જોયું કે ભક્તિશાસ્ત્ર જે શ્રીભાગવત-શ્રીગીતામાં જે ધર્મ કહ્યાં છે તેમનું આચરણ કરવાવાળા છે. શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીએ ભક્તિ-શાસ્ત્ર સ્વીકાર્યું છે. અને ભક્તિમાર્ગને કમળ કહ્યો તેથી કમળ જેમ મહાસુખ દેવાવાળું છે, તે પ્રકારે ભક્તિમાર્ગને બીજા માર્ગની સરખામણીમાં મહાસુખરૂપ જાણવો. અને શ્રીમહાપ્રભુજીને સૂર્યરૂપ કહ્યાં, તે પણ એટલા માટે કે કમળનું પ્રકાશન (ખીલવવું) જેમ સૂર્ય કરે છે તેમ ભક્તિમાર્ગને પ્રકાશન કરવાવાળા આપ શ્રીમહાપ્રભુજી છો;

બીજો કોઈ નથી અને સૂર્ય વડે પ્રકાશિત જે કમળ તેના રસનો ભોગ કરનાર ભ્રમર છે, તેઓ તે પ્રકારે શ્રીમહાપ્રભુજી દ્વારા પ્રગટ કરેલો જે ભક્તિમાર્ગ તેમાં રસનો ભોગ કરવાવાળા (આ જીવ) તે જેમનો શ્રીમહાપ્રભુજીએ અંગીકાર કર્યો છે તે જીવ જ છે. બીજા કોઈ નથી. જેમ સૂર્ય બીજાઓને તાપનું કારણ





કમળની અંદર જે ભ્રમર છે તેને આનંદ ઉપજાવનારો છે, આ પ્રકારે શ્રીમહાપ્રભુજી છે. તેથી અન્યમાર્ગીઓને તાપ ઉપજાવનારા છે. તો આ બતાવવા માટે શ્રીગુસાંઇજીએ શ્રીમહાપ્રભુજીનું **भक्तिमार्गाब्जमार्तण्डः**[१२] આ નામ કહ્યું.

હવે કોઈક વાદીને શંકા થાય છે કે શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્ય પહેલાં મર્યાદામાર્ગ હતો, બીજો કોઇ માર્ગ હતો નહિં. એટલા માટે જ શ્રીઠાકોરજીના પ્રત્યક્ષ દર્શનથી પણ મુચુકુન્દ રાજાને મુક્તિ ના મળી. શા માટે? તો તે ક્ષત્રિય હતો. તેનથી આગળ જઈને રાજા બ્રાહ્મણનો જન્મ મેળવીને કૃતાર્થ થયો. તેથી મર્યાદામાર્ગમાં બ્રાહ્મણને જ મુક્તિ મળે છે, બીજાને નહિં. તો પછી બીજાઓના ઉદ્ધારનું શું?

એટલા માટે શ્રીગુસાંઇજી શ્રીમહાપ્રભુજી હવે આગળનું નામ પ્રકટ કરે છે. કારણકે શ્રીમહાપ્રભુજીએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર-સ્ત્રી બધાનો પુષ્ટિમાર્ગ પ્રકટ કરીને તેમાં અંગીકાર કર્યો અને બધાનો ઉદ્ધાર કર્યો. અને મુક્તિથી પણ અધિક ફલનું દાન કર્યું. આવા શ્રીમહાપ્રભુજી છે. તો આ બતાવવા માટે આગળનું નામ કહે છે : **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[१३] શ્રીમહાપ્રભુજી સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા છો.

**मायावाद-निराकर्ता**[१०] **सर्ववादि-निरासकृत्**[११] ।।

**भक्तिमार्गाब्जमार्तण्डः**[१२] **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[१३] ।।९।।

ભાવાર્થ :- [૧૦]શ્રીમહાપ્રભુજી બધું જ કાંઇ મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ કરવાવાળા છો, [૧૧]આપશ્રી વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છો, [૧૨]આપ ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા છો, અને [૧૩]આપ સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા છો.

**स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[१३] :- આપ (શ્રીમહાપ્રભુજી) સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા છો.

**રાગ : ટોડી**

સ્ત્રીશૂદ્રાદ્યુતિક્ષમકો જસ વ્યાપિ રહ્યૌ ત્રૈલોક્ય માંહિ ।
બિન સાધન બ્રજપતિકૌં સૌંપત શ્રીવલ્લભવર દૃઢ કરિ ગહિ બાંહિ ।। ૧ ।।
ઉર આનન્દ ન સમાત પુષ્ટિજન કરત અહર્નિસિ વહી ગુનગાન ।।
પટતર તનક ન પાવત કોઉ સૂર નર મુનિ જન કરત બખાન ।। ૨ ।।
ભૂત ભવિષ્ય સવન નહિં સુનિયત કરિ કરુના અબ દરસ દિખાયૌ ।।
યહ નિધિ સાધનતૈ નહિં પૈયત શ્રીવિઠ્ઠલપદરજ 'ગોવિન્દ' ।। ૩ ।।

શ્રીમહાપ્રભુજી સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[१३] છો.

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- જોકે મર્યાદામાર્ગની ભક્તિમાર્ગને અનુસરનારાઓને પણ તે માર્ગમાં કહેલું ફલ પ્રાપ્ત થવાથી તેઓ પણ કૃતાર્ત થાય છે જ. છતાં પણ તેમાં પુરુષનો દેહ પ્રાપ્ત કરેલ બ્રાહ્મણનોને જ મુક્તિનો અધિકાર છે, બીજાઓને નથી. જેમ મુચુકુન્દને ભગવાનનાં દર્શન થયા પછી ભક્તિ પ્રાપ્ત થવા છતાં તે બ્રાહ્મણ ન હોવાથી ભગવાને પણ તેને મુક્તિ ન આપી. પણ ત્યાર પછીના જન્મમાં તેને બ્રાહ્મણ બનાવીને જ મુક્તિ આપી. પણ ત્યાર પછીના જન્મમાં તેને બ્રાહ્મણ બનાવી ને જ મુક્તિ આપી. તેથી મર્યાદામાર્ગને ફલ પ્રાપ્ત કરાવતો નથી. આચાર્યશ્રીએ પ્રકટ કરેલો પુષ્ટિ-ભક્તિમાર્ગ તો તેમણે અંગીકાર કરેલા બધાએ જીવોને તે માર્ગમાં કહેલ ફલ પ્રાપ્ત કરાવનારો છે એમ જણાવવા સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમ એ નામ કહેલું છે.

પુષ્ટિમાર્ગમાં પણ આ નિયમ હશે, એવી મર્યાદામાર્ગવાળાઓને શંકા દૂર કરવા તે વિષયમાં ભગવાને કહેલ પ્રમાણ કહે છે. હે પાર્થ! જે કોઇ પાપીઓ, સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો હોય તે પણ મારો આશ્રય કરીને ઉત્તમ ફલ પામે છે, તો પછી પવિત્ર બ્રાહ્મણો, તથા રાજર્ષિ ભક્તોનું તો કહેવું જ શું? અનિત્ય સુખવિનાના આ લોકને પ્રાપ્ત કરી મારૂં ભજન કર (ગીતા ૯.૩૨, ૩૩) એમ છેવટે ભજન જ કહેલું હોવાથી શુદ્ધ પુષ્ટિમાર્ગમાં પ્રવૃત્તિ કરનાર બધાએ જીવો કૃતાર્થ છે, પરંતુ મર્યાદામાર્ગની જેમ બ્રાહ્મણ જ (કૃતાર્થ થાય) એવો નિયમ નથી.

એવી રીતે બન્ને માર્ગોનો વિચાર કરીને, તે બેના બલ અને નબળાઇના વિચારથી પુષ્ટિ-ભક્તિમાર્ગને જ ઘણો બલવાળો જાણીને શુદ્ધ પુષ્ટિમાર્ગની પ્રવૃત્તિ શ્રીમહાપ્રભુજીએ કરી, બીજાએ કરી નથી. એમ જણાવવા માટે સ્ત્રીશુદ્રાદ્યુદ્ધૃતિક્ષમ (સ્ત્રી-શૂદ્રો વિગેરેનો ઉદ્ધાર કરવાની શક્તિવાળા)એ (નામ) કહેલું છે. ક્ષમ (શક્તિવાળા) એ શબ્દનો એવો અર્થ છે કે (શ્રીઆચાર્યજી) પોતાથી જ પોતાના સામર્થ્યથી પોતાના સેવકોને ફલ પ્રાપ્ત કરાવવાની શક્તિવાળા છે. ૯

**સરળ સમજૂતિ** : અન્ય ભક્તિમાર્ગીય સિદ્ધાંતોમાં પણ કેવળ ત્રણ વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યના જ ઉદ્ધારનું વર્ણન મળી આવે છે. શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિભક્તિ દ્વારા આ ત્રણેય વર્ણનો ઉદ્ધાર તો કર્યો, પરંતુ તેથી એ આગળ વધીને સ્ત્રી, શુદ્ર અને અન્ય હીન પ્રાણી માત્ર જેઓ વેદાદિ કર્મોના અનધિકારી છે, તેમનો પણ આપે શાસ્ત્રોક્ત ઉદ્ધાર કર્યો. આવા પ્રકારની અંગીકૃતિનો શાસ્ત્રીય આધાર શ્રીમદ્ ભગવદ્ ગીતામાં સ્પષ્ટ છે : સ્ત્રી, શૂદ્રો, વૈશ્યો જેવા પાપયોનિમાં જન્મેલ જો મને ભજે તો હું અનિત્યસુખ તેમને પ્રદાન કરું છું.

**શ્રીમહાપ્રભુજી સ્ત્રી-શૂદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા સ્ત્રીશુદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ[૧૩] છે.**

ક્રમશઃ

સંયોજનઃ- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૮. નિંદાની સમજ

અબ ઓરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હે. અઢારમો લક્ષણ કહત હેં. જો અન્યમાર્ગીય બહિર્મુખ-પુષ્ટિમાર્ગકી નિંદા તથા શ્રીગુરુદેવકી નિંદા તથા શ્રીઠાકોરજીકી નિંદા તથા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવકી નિંદા તથઅ શ્રીભાગવતકી નિંદા તથા પુષ્ટિમાર્ગ ધર્મકી નિંદા કરત હોય - એસૈ દુષ્ટ જીવકે પાસ કહબુ ન બેઠિયે.

અવશ્ય કારણ પાય કે મિલાપ હોય તો અપને પુષ્ટિમાર્ગકી ચર્ચા-વાર્તા કબહુ ન કરની. ઓર જો કોઉ ચલાવે તહાં ગોપ્ય કરી રાખે. ઓર પ્રકાશ કરે તો અપરાધ લગે. કાનનમેં નિંદા સુને તો યહ શાસ્ત્રમેં કહ્યોં હે જો અપને પ્રભુનકી નિંદા કરે તાકી જીભ કાટિ લીજીયે ઓર નવસ્યય (આપણા કબજાની વાત ન હોય) તો શ્રવણ મુંદિકે ઉહાં તે ભાજી જૈયે. પરંતુ કાનનસો સુને નહીં.

જેસે હરિદાસજી (૨૫૨ વૈષ્ણવ વાર્તા વા.૨૮મી)ને જેમલકો શિક્ષા દીની હે. જહાં તાંઇ બને તહાં તાઇ એસે બહિર્મુખ સે મિલાપ ન કરનો. બહિર્મુખ એતનમાર્ગકી નિંદા કરે ઓર આછો બડો પંડિત બ્રાહ્મણ હે, સો આછો. ક્ષત્રિય હે સો એતનમાર્ગકે બહિર્મુખ વિરોધી સો આસુરી જાનનો. ઓર જો કોઉ હીન જાત હે ઓર એતનમાર્ગ સો અત્યંત શ્રદ્ધા હોય તાકો સુજીવ-દૈવીજાનનો, જદ્યપિ શરણ નહી હે તોઉ જાનનો સો દુસરે જન્મમેં શરણ આવેગો.

જો શરણ આયકે માર્ગકો વિરોધી હોય તો જાનિયે જો યહ જીવ પુષ્ટિમાર્ગ મેં તો આયો પરંતુ પુષ્ટિમાર્ગકો ફલ યાકો નહીં હે. ઓર શરણ પ્રતાપ ને મુક્તિ આદિકો પાવેગો. જો સંસારી હે, એતનમાર્ગમેં પ્રીતિ નવ રહે. સાધારણ હે તિનસો લૌકિક વૈદિક કાર્ય કાર્યાર્થ-પ્રયોજન માત્ર મિલનો તાને એતન્માર્ગી દ્વૈષીકો સર્વથા ત્યાગ કરનો. પુષ્ટિમાર્ગીય અનન્કો સંગ કરનો યા પ્રકારસો વૈષ્ણવ વિવેક વિચાર પૂર્વક રહે તા તે ભગવદ્ ધર્મ બઢે. યા પ્રકારસો શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કીયે ઇતિ અષ્ટાદશ પ્રસંગ. ૧૮

..ક્રમશ:

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત અઢારમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### કૃષ્ણરાય ભટ્ટ

કૃષ્ણરાય ભટ્ટ શ્રીગુસાંઈજી પ્રભુચરણના દેવકા બેટીજીના પુત્ર હતા. તેમના પિતાનું નામ આલ્હાદ ભટ્ટ હતું. વિ.સં.૧૬૨૫ની આસપાસ તેમનો જન્મ થયાનું જણાય છે. આમ તેઓ શ્રીગોકુલેશ પ્રભુચરણના ભાણેજ થતા હતા.

કૃષ્ણરાય ભટ્ટ સાત્ત્વિક વૃત્તિના, ધર્મપરાયણ અને એક વિદ્વાન હતા. શ્રીગુસાંઈજી પ્રભુચરણની નિકટ રહેલા એટલે વૈષ્ણવી સંસ્કારોથી સંપન્ન હતા. પાછળથી શ્રીગોકુલેશ પ્રભુચરણના સાન્નિધ્યમાં આવતાં આ સંસ્કારો વધુ દૃઢત્તર થયા હતા. તેઓએ શ્રીગોકુલેશ પ્રભુને પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપે જ જાણ્યા હતા અને માણ્યા હતા. શ્રીગોકુલેસ પ્રભુની તેમના ઉપર વિશેષ કૃપા દૃષ્ટિ રહેતી હતી.

તેઓ સ્વમાર્ગીય સિદ્ધાંતોના સારા જ્ઞાતા અને કવિહૃદય ધરાવતા હતા. શ્રીગોકુલેશપ્રભુનું અલૌકિક રસાત્મક સ્વરૂપ સમજાવતી અનેક સંસ્કૃત પદ્યરચનાઓ તેઓએ પ્રગટ કરી હતી, જે નીચે મુજબ છે

૧. નામરત્નામાલાવલિ :- જેમાં શ્રીગોકુલેશપ્રભુના ૧૦૮ નામોનું સુંદર વર્ણન છે.

૨. શ્રીગોકુલેશાષ્ટકમ્ :- જેમાં શ્રીગોકુકલેશજીના દર્શન માટેની આતુરતાનું વર્ણન કરેલ છે.

૩. શ્રીગોકુલેશશયનાષ્ટકમ્ :- જેમાં શ્રીગોકુલેશ પ્રભુની શયનસેવાથી પહોંચી નિજ બેઠકજીમાં અને તત્પશ્ચાત્ શય્યાજીમાં પધારે છે તેનું વર્ણન છે.

૪. શ્રીગોકુલેશોત્સવવર્ણનમ્ :- આ સ્તોત્રના પ્રારંભમાં સારસ્વત કલ્પમાં પ્રગટ થયેલા પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ વર્તમાન કલિયુગમાં પુનઃ ત્રણ સ્વરૂપે પ્રગટ થયાનું વર્ણન છે : ૧.) શ્રીમહાપ્રભુજી સ્વરૂપે, ૨.) શ્રીગુસાંઈજી પ્રભુચરણ સ્વરૂપે તથા, ૩.) શ્રીગોકુલેશ પ્રભુ સ્વરૂપે. આ સ્તોત્રમાં શ્રીગોકુલેશ પ્રભુના કૃપાપાત્ર અંતરંગ ભગવદીયોએ ઉજવેલ મહાઓચ્છવનું સવિસ્તાર વર્ણન કર્યું છે.

૫. શ્રીગોકુલેશાષ્ટકમ્ :- જેમાં માલા-તિલક પ્રસંગે ચિદ્રૂપ અને બાદશાહ સાથે ઉત્પન્ન થયેલા વિવાદનું સુંદર વર્ણન છે.

૬. શ્રગોકુલેશસ્ત્ :- જેમાં શ્રીગોકુલેશ પ્રભુનું જગત પાલક રૂપે અદ્ભૂત સ્વરૂપ નિરૂપણ કરેલું છે.

આ કૃષ્ણરાય ભટ્ટ સદા શ્રીગોકુલેશ પ્રભુચ્રણના સાન્નિધ્યમાં જ રહેતા હતા. શ્રીગોકુલેશ પ્રભુ તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા હતા. તેઓ એક સ્વરૂપાસક્ત અને અનન્યાશ્રિત ભગવદીય હતા. કૃષ્ણરાય વિરચિત શ્રીગોકુલેશશયનાષ્ટકમ્ આ અંકમાં પ્રકટ કરેલ છે.

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઈલાલભાઈ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીધોળ પદ

## શ્રીવલ્લભ રે તું જીવન માહારો

શ્રીવલ્લભ રે તું જીવન માહારો, મુને શ્રીગોકુલ દેખાડરે; બપૈયો પિયુ પિયુ કરે તેમ, જપું દિવસ ને રાતરે. (૧)
માગશર સુદિ સાતમ ભલી, જન્મ્યા શ્રીગોકુલનાથરે; ઢોલ દમામા વાજીયાને, પંચશબ્દ ઝનકાર રે. (૨)
શરણાઈ ને ગીરગીરી, ભેર ન્ફરી ચહે વાટરે; ધોતી ઉપરણા કેશરી ને, કેશરી તિલક સુભાલ રે. (૩)
માળા મુદ્રા શોભિતા ને, મુક્ત ગુંજાના હારરે; કરણે મુક્તા શોભિતા ને, વચ્ચે મનોહર લાલરે. (૪)
શીશ અંબોડો શોભિતો ને, ચળકે કેશ વિશાળ રે; કર અંગુલિયે મુદ્રિકા ને, ઝળકે નંગ અપારરે. (૫)
ઉપરેણો ઓઢયો શ્રીનાથનો ને, પવિત્રાં પહેર્યાં પ્રસાદીરે; સુંદરી તે આવે શોભતી ને, નવસત સાજ શણગારરે. (૬)
ધસી આવે ઉતાવલી રે, કર મુક્તાભરી થાલરે; કુમકુમ કેરી કટોરડી, માંહે વિવિધ કુસુમના હારરે. (૭)
વિવિધ પેરે વધાવીયા, શ્રીવિઠ્ઠલરાજકુમારરે; આરતી ઓવારી મન મોદશું, મળી માનુની મંગળ ગાયરે. (૮)
ઉત્થાપને આનંદ શું ને, બેઠા બેઠક માંહ્ય રે; ગાદી મૂઠા શોભિતા ને, બાંધી કેશરી પાઘરે. (૯)
ભેટ થાય મન ભાવતી ને, શોભા તણો નહીં પારરે; મુક્તાહેમનું શું કહું ને, પુષ્પ તુલસી માલરે. (૧૦)
એવું માગું વિનવીને, એ સેવક ને એ નાથરે; દાસનોદાસ કરે વિનતિ, ગંગા ગ્રહો તમો હાથરે. (૧૧)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# વિચાર કરવો જોઇએ !

## સેવા-ઉપદેષ્ટા (સેવાનો ઉપદેશ કરનાર)

ગયાં અંકમાં આપણે સેવોપદેષ્ટા (સેવાનો ઉપદેશ કરનાર) વિષે સમજવાનો પ્રયાસ કર્યો. સર્વ પ્રથમ આપણે જોયું કે શ્રીમહાપ્રભુજી નિબંધમાં સ્વયં શ્રીગુરુના લક્ષણ કેવા હોય, તેની આજ્ઞા કરે છે. હવે આપને ત્યાંથી આગળ પણ જોઈએ કે આપણે જેણે શ્રીગુરુ બનાવીએ છીએ, તે શ્રીગુરુ-ઉપદેશ કરનારનું સ્વરૂપ કેવું હોવું હોઈએ તેને આપણે અત્રે સમજવાનો પ્રયાસ કરી રહ્યાં છીએ. આ વિષય પહેલાં સુધી વિચાર કરવો જોઈએ લેખમાળા હેઠળ આપણે સેવા ઉપદેશ દીક્ષા, સેવા-સ્વરૂપ, સેવા પ્રદર્શન, સેવા પ્રયોજન, સેવા-સ્થળ, સેવ્ય સ્વરૂપ અને સેવાકર્તા (સેવા કોણ કરી શકે) અને સેવાપરિચારક (સેવામાં સહાયક કોણ હોઈ શકે)એ વિષે સમજવાનો પ્રયાસ કર્યો.





હવે આ વિષય ગંભીર છે, તેથી તેને પણ આપણે સાવધાનીથી સમજવાનો પ્રયાસ કરીએ. સેવા કરવી છે, તો પછી સેવા કોણી પાસેથી પધરાવી? કોણ આપણને સેવા પધરાવી શકે? શું તેની માટે ગુરુ કરવા જોઈએ? અને જો ગુરુ કરીએ તો પછી તે ગુરુ કેવા હોવા જોઈએ? તે ગુરુના લક્ષણ કેવા હોવા જોઈએ? આવા અનેક પ્રશ્નો થાય. તો ચાલો! આપણે આ વિષયમાં શ્રીમહાપ્રભુજીની માર્ગની મર્યાદાનુસાર અને આપશ્રીના વચનોનુસાર સમજવાનો પ્રયાસ કરીએ.

अदम्भः सर्वथापेक्षारहितः करुणापरः ।

विचार्य वरणं श्रीमदाचार्यपदसंश्रयः ।।

स्वसेवकाय शुद्धाय सततं प्रयत्माने ।

प्रयच्छेत् तत् स्वरूपं तु फलरूपतया पुनः ।।

श्रीहरिरायचरणकृत स्वमा. स्वरू.स्थाप.प्र.१६-१६)

શ્રીમદાચાર્યચરણોનો સરખો આશ્રય પ્રાપ્ત કરીને, કોઈપણ પ્રકારના દમ્ભની કે શિષ્ય પાસેથી કોઇ જાતની અપેક્ષા રાખવાની મનોવૃત્તિથી રહિત થઈને, ઉપસ્થિત જીવાત્માનું પરમાત્મા દ્વારા પુષ્ટિમાર્ગમાં વરણ કરવામાં આવ્યું છે. તેથી એવો જીવ પુષ્ટિલાભથી ક્યાંક વંચિત ન રહી જાય માત્ર એવો કરુણાભાવ રાખતાં, પુષ્ટિમાર્ગપર અગ્રસર થઈને સતત પ્રયાસ કરનાર પોતાના શુદ્ધ સેવકને માથે પુષ્ટ કરેલ સ્વરૂપને ફલરૂપે (નહિં કે ગુરુભાવે કે પોતાના સેવ્યસ્વરૂપથી ન્યૂન પુરુષોત્તમભાવે) પધરાવી દેવા જોઈએ.

वाञ्चकस्तु ततोऽप्येष दुष्ट इत्येव बुद्ध्यताम् ।। १६ ।।

यतः तदाकृतिश्चेष्टा तथाचारश्च भाषणम् ।

विनयः शान्तता वेशः शङ्खचक्रादिविह्नितः ।। १७ ।।

एवमाद्यखिलं तुल्यं भगवद्धर्मवर्तिभिः ।

ततो ज्ञानाभावऽतोपि सर्वथा नाशनं मतम् ।। १८ ।।

दुर्घटं तस्य विज्ञानं सर्वथा भक्तसाम्यतः ।

अतएव न कर्तव्यो विश्वासो ह्यविचारितः ।। १९ ।।

तदीयत्वभ्रमात्तस्मिन् विश्वासो सङ्गदोषतः ।

असत्यपि च सद्भावात्पतनं भक्तिमार्गतः ।। २० ।।

अतएवोक्तमाचार्यैः गुरोरपि च वीक्षणम् ।





कृष्णसोपरं वीक्ष्येत्यादिपद्ये निबन्धगे ।। २१ ।।

.......................................

सतोऽपि किञ्चिदाधिक्यं वञ्चके तु प्रतीयते ।

प्रदर्शनार्थत्वतस्तु वेषादेरिह सर्वथा ।। २५ ।।

.........................................

भगवद्भक्तसाम्येपि तदसाधारणो गुणः ।

निरपेक्षत्वमेतस्मितंस्तदभावाद्धि वञ्चकः ।। ३२ ।।

अनाकारितएवासौ सङ्गे लगति सर्वथा ।

प्रार्थिता भगवद्भक्ताः कृपयन्ति कथञ्चनः ।। ३३ ।।

स द्रव्यमेव विज्ञाय सज्जते स्वार्थमोहितः ।

दीनेषु भगवद्भक्तास्तदर्थैकप्रसादकाः ।। ३४ ।।

चालयत्ययमुन्मार्गे मायाचाटुकसूक्तिभिः ।

ते तु मार्गे चालयन्ति वचोभिः कटुकौषधैः ।। ३५ ।।

(श्रीहरिरायजीकृत दुःसंगविज्ञान निरू. १६-३५)

અન્દર તથા બહાર ના બન્ને ચોરો કરતાં વંચકને વધારે દુષ્ટ સમજવો જોઈએ. કેમકે તેની આકૃતિ, ચેષ્ટા, આચાર, ભાષા, વિનીતતા, શાન્તતા, વેશ તથા શંખચક્રાદિ ચિહ્ન વિ. બધું ભગવદ્ધર્માનુસાર ચાલવવાળાની માફક જ હોય છે. જેઓને આવા વંચકોનું જ્ઞાન નથી હોતું તેઓનો સર્વરીતે નાશ જ થાય છે. ભક્તોની માફક દેખાવવાળા આ વંચકોને ઓળખવું અતિશય અઘરું કામ છે.

તેથી જ વિચાર કર્યા વિના કોઈના પણ ઉપર વિશ્વાસ ન કરવો જોઈએ. ભગવદીયમાનીને જો આવા લોકો ઉપર વિશ્વાસ રાખાવામાં આવે તો સંગદોષ તથા અસત્પુરુષ ઉપર સદ્ભાવ રાખવાના દોષને કારણે ભક્તિમાર્ગ ઉપરથી બહાર ફેંકાઇ જવાય છે. તેથી જ શ્રીમહાપ્રભુજીએ નિબન્ધમાં ''**કૃષ્ણસેવાપરં વીક્ષ્ય**''થી ગુરુનાં લક્ષણો બતાવ્યા છે તે અનુસાર ગુરુની પણ પરીક્ષા કરવી જોઈએ...સાચો ભક્ત અને વંચકની વચ્ચે એક મોટો ભેદ આ જ હોય છે કે વંચક પોતાની વેશભૂષા વિગેરે જાહેરમાં પોળ-દેખાવ માટે જ અપનાવતો હોય છે.

તેથી એક સાચો ભક્ત પોતાના ભાવસામર્થ્યને અનુરૂપ જેટલી માત્રામાં આ બાહ્યલક્ષણોને નભાવી શકે છે, તેના કરતાંય કાંઈક વધૂ પડતા પ્રમાણમાં જ આ બાહ્યલક્ષણોનું આડંબર વંચક કરતો હોય છે. આમ બીજી બધી બાબતોમાં, વંચક અને સાચો ભક્ત એકસરખાં જ લાગતા હોય છે, પરંતુ એક સાચો ભક્ત પોતાના ભક્તિભાવને જનતા (કતારમાં ઉભા રહીને) જોવા આવે એવી અપેક્ષા (જેમ વંચકો છાપાઓમાં જાહેરાત અથવા જાહેર માર્ગો પર મોટા હોર્ડીંગસ્ લગાવીને અથવા તો પોતાના ઘરનાં બારણા ઉપર પાડિયા વિગેરે મુકાવીને લોકો તેમના શ્રીઠાકોરજીની સેવા કે મનોરથો જોવા આવે તેવી અપેક્ષઅ રાખતા હોય છે!) ક્યારેય રાખતો નથી.

પોતાના સેવ્ય પ્રભુને રીઝવવામાં રૂપિયા-પૈસા ફેંકનારા દર્શનાર્થીઓની અપેક્ષઅ ન રાખવી તે વંચકથી નભિ શકે તેવી વાત નથી! બસ આ જ એક લાક્ષણિક વૈશિષ્ટ્યના આધઅરે વંચકને પિછાણી લેવું અઘરું રહી જતું નથી. ભગવદ્ભક્તમાં નિઃસ્વાર્થ હોવાનો જે અસાધારણ ગુણ હોય છે તે વંચકમાં ન હોવાથી તે તરતજ ઓળખાઇ જાય છે.

વંચક તો વગર બોલાવે જ પાછળ પડી જતો હોય છે. જ્યારેકે સાચો ભક્ત તો અનેક વાર વિનવ્યા પછી જ ક્યારેક કાંઇક કૃપા કરતા હોય છે. વંચક તો સ્વાર્થથી મોહિત હોવાને કારણે દ્રવ્યસમ્પન્ન લોકોની પાછળ પડી જતો હોય છે જ્યારે ભગવદ્ ભક્ત તો ગરીબ લોકો સાથે પણ એમના કલ્યાણનો વિચાર કરીને સંગ કરે છે. વંચક લોકો કપટ તથા ચાપલૂસી ભરેલી વાતોથી લોકોને માર્ગની વિપરીત દિશા તરફ દોરી જતાં હોય છે. જ્યારે કે ભગવદ્ ભક્ત તો કડવી દવા જેવા સિદ્ધાન્તવચનો દ્વારા લોકોને સન્માર્ગ તરફ દોરી જતા હોય છે.

*(આ જે વિષય આજે આપણે જોયો, તે આપણને ભેદ બતાવે છે કે એક ભક્ત અને એક વંચક (ઢોંગી) કેવા હોય. ભગવદ્ ભક્ત માટે તો કેવળ પોતાના શ્રીપ્રભુ કે જે પોતાના શ્રીગુરુદેવ (શ્રીમહાપ્રભુજી દ્વારા ઉપદેશેલ ગુણ યુક્ત ગુરુ) દ્વારા પધરાવી દીધેલનાજ સુખનો વિચાર સદાય કરે છે, અને પોતાના જ તન-મન-ધન દ્વારા સેવા કરવાનું પસંદ કરે છે. જ્યારે વંચક તો બીજાને ખૂશ કરવા અને પોતે કમાણી કરવા માટે શ્રીપ્રભુની ચાકરી કરે છે. આ ભેદ આપને સૌએ સમજી લેવો જોઇએ. )*

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગોકુલસ્ય તુ યો ગોપ્તા પુષ્ટિસુપથરક્ષિતા ।

જનિતા તુર્યવંશસ્ય ગોકુલેશં નમામિ તમ્ ।।

શ્રીગોકુલપતેર્ નિત્યં શુભદમાસ્પદં મહત્ ।

શ્રીવાલ્લભમતે નિષ્ઠં તુર્યપીઠં વયં નુમઃ ।।

**શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ**

**ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યશ્રીના આશિર્વાદથી**

## શ્રીમદ્ ગોકુલ આવતા શ્રીચતુર્થગૃહના સેવકોને

## સન્મુખ-શ્રીચરણસ્પર્શ સંબંધી આવશ્યક માર્ગદર્શન

...ગતાંકથી આગળ

નોંધ: - આપણા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થગૃહમાં બીરાજતા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ પ્રગટ બીરાજતાં શ્રીબેઠકજીએ સેવક-વૈષ્ણવોને શ્રીચરણસ્પર્શ માટે અનિવાર્ય નિયમો, તે જાણવા જરૂરી છે. જેથી આપણે જ્યારે પણ શ્રીમદ્ ગોકુલ જઈએ ત્યારે કોઈ તકલિફ ન પડે, તેથી આ આવશ્યક માર્ગદર્શન જાણી લેવું જરૂરી છે.

❖ સન્મુખ થનાર વૈષ્ણવે વ્રત કરતાં અગાઉ શ્રીપ્રભુની રસરૂપ પ્રસાદી સખડી લેવી અનિવાર્ય છે, અને ત્યારબાદ જ બીજા દિવસે વ્રત કરવું. જેની માહિતી શ્રીચતુર્થપીઠના મુખ્ય કાર્યાલય પરથી પ્રાપ્ત થઈ શકે.

❖ વ્રતના દિવસે માત્ર ફલાહાર અને દૂધ લેવાં. અન્ય કોઈપણ પ્રકારનો અન્નાહાર, પાન ગુટખા, ધૂમ્રપાન વગેરેનું સેવન કરવું નહિં.

❖ વ્રતના દિવસે શ્રીગોકુલ ત્યજી અન્ય ક્યાંય જવું નહીં. તેમજ બહારનું જલપાન અને ખાનપાન પણ કરવું નહીં. શ્રીયમુનાજીને પણ ક્યારેય વ્રતના દિવસે પાર કરવું નહીં.

❖ વ્રતના દિવસે શક્ય એટલું ભગવન્નામ સ્મરણ-સ્તોત્ર પાઠ વગેરે કરવા. ટી.વી. વગેરે મનોરંજનના સાધનોથી દૂર રહેવું.

❖ શ્રીબેઠકજીમાં શ્રીચરણસ્પર્શ કરતા અગાઉ, પોતાના ઉતારાના સ્થળે/ધર્મશાળામાં સ્વચ્છ જળથી સ્નાન કરી, માથાનો મેલ-ચીકાશ વગેરે દૂરૂ કરવાં અને ત્યાર પછી જ શ્રીબેઠકજીના જલધારામાં અપરસના સ્નાન માટે જવું.

❖ પ્રાતઃકાલે ખરચૂ (સંડાશ)ની ક્રીયા પૂરી કરી હોય અથવા ન કરી હોય તો પણ સર્વ પ્રથમ ઉતારાના સ્થાને સ્નાન કર્યા પછી જ જલધારામાં અપરસમાં સ્નાન માટે જવું.

❖ શ્રીગોકુલમાં આવેલા કોઇ પણ ધર્મશાળા અથવા તીર્થગોરના ઘરની અપરસ માટે આજ્ઞા આપવામાં આવેલી નથી, તેની ખાસ નોંધ લેવી.

❖ શ્રીબેઠકજીમાં અપરસ કરવા માટે આવનાર સેવક-વૈષ્ણવોએ જલધારાનો અન્ય કોઇ દૂર-ઉપયોગ જેવો કે માથું ધોવું, કપડાં ધોવા, લઘુશંકા કરવી વગેરે રૂપમાં કદી કરવો નહીં, પરંતુ અપરસના સ્નાન પૂરતો જ કરવો.

❖ અપરસમાં સ્નાન કરતી વખતે ઘોંઘાટ કરવો નહીં, પરંતુ મૌન જાળવવું. સ્નાન કરતી વખતે બોલવાથી મુખના છીંટા, સ્નાન કરેલા દેહ ઉપર પડવાથી, દેહ અશુદ્ધ બને છે.

❖ સ્નાન કરતી વખતે મસ્તકથી નીચે તરફ જળ વહે એ રીતે સ-વસ્ત્ર સર્વાંગે સ્નાન કરવું.

❖ સ્નાન કર્યા બાદ કોવા ટુવાલથી સૌ પ્રથમ મસ્તક બરાબર લૂછી-ઉપરથિ નીચે તરફ સંપૂર્ણ શરીર લૂછવું. માથામાં જલબિંદુઓ રહી ન જાય તેની ખાસ કાળજી લેવી. માથામાંથી જલબિંદુઓ અપરસ કરેલા શરીર ઉપર પડેતો અપરસ છોવાઇ જાય અથવા શ્રીબેઠકજીમાં પડે તો અપરાધ પડે છે.

❖ ત્યારબાદ કોરી જગ્યામાં ઊભા રહી અપરસના વસ્ત્રો પહેરવાં.

❖ અપરસમાં સુતરાઉ કોરા, રેશમી અતવા કંતાનના વસ્ત્રો ઉપયોગમાં લેવા. નીકર/અંડરવેર રાખવા નહીં.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)







# કૃષ્ણરાયજી-વિરચિતં શ્રીગોકુલેશશયનાષ્ટકમ્

प्रातः स्मरामि गुरुगोकुलनाथसंज्ञं संसारसागरसमुत्तरणेकसेतुम् ।

श्रीकृष्णचंद्रचरणांबुजसर्वकालसंशुद्धसेवनविधौ कमलावतारम् ।। १ ।।

સંસારસાગરને નિર્વિઘ્ને પાર કરવા માટે એકમાત્ર સેતુરૂપ, શ્રીકૃષ્ણચંદ્રના ચરણકમલની સદા એકરસ શુદ્ધ સેવા કરવામાં કમલાનો લક્ષ્મી અવતાર એવા શ્રીગોકુલનાથ નામના ગુરુનું પ્રાતઃકાલે હું સ્મરણ કરું છું. ૧

प्रस्वाप्य नंदतनयं प्रणयेन पश्चादानंदपूर्णनिजमंदिरमभ्युपेतम् ।

स्थलोपधानसहितासनसन्निषण्णं श्रीगोकुलेशमनिशं निशि चिंतयामि ।। २ ।।

પ્રેમપૂર્વક નંદકુમારને પોઢાડીને, પછી આનંદપૂર્ણ નિજ મંદિરમાં પધારેલા, આસન ઉપર સ્થૂલ તકિયાવાળા આસન ઉપર વિરાજેલા શ્રીગોકુલેશનું અહર્નિશ હું ચિંતન કરું છું. ૨

अभयग्रभक्तकरदत्तसिताभ्रयुक्ततांबूलपूर्णवदनं सदनं रसाब्धेः ।

आवेष्टितं परित आत्मजनैरशेषैःश्रीगोकुलेशमनिशं निशि चिंतयामि ।। ३ ।।

સમીપમાં રહેલા ભક્તોએ સમર્પેલ બરાસયુક્ત તાંબૂલથી જેમનું મુખારવિંદ પૂર્ણ છે, જેમનું મુખારવિંદ રસાબ્ધિનું નિવાસસ્થાન છે, જેમની આસપાસ સર્વ આત્મજન બેઠેલા છે તેવા શ્રીગોકુલેશનું અહર્નિશ હું ચિંતન કરું છું. ૩

जाते तथा प्रभुकथाकथनेतदानीमुत्थापिते परिचयेण पृथूपधाने ।

गंतुं गृहाय सुहृदः स्वयमुक्तवन्तं श्रीगोकुलेशमनिशं निशि चिंतयामि ।। ४ ।।

ભગવદ્ વાર્તા થઇ રહ્યાં પછી, જેમનો સ્થૂલ તકિયો સેવકે લીધો છે, જેઓએ મિત્રોને પોતે પોતાને ઘેરે જવાની આજ્ઞા કરી છે, એવા શ્રીગોકુલેશનું હું અહર્નિશ સ્મરણ કરું છું. ૪

नित्योल्लसन्नवरसौघनिवासरूपं सौंदर्यनिर्जितजगज्जयि कामभूपं ।

स्वप्रेयसीजनमनोहरचारुवेषं संचिंतयामि शयने निशि गोकुलेशम् ।। ५ ।।

જે નિત્ય નવરસના સમૂહના નિવાસરૂપ હોવાથી સુંદર દેખાય છે, જેમના લાવણ્ય આગળ જગત ઝાંખું પડે છે, કામદેવને જેમણે પરાસ્ત કર્યો છે, પોતાનાં પ્રિયજનોનાં મન હરણ કરનારો સુંદર વેષ જેમણે ધારણ કર્યો છે એવા શ્રીગોકુલેશનું રાતે સૂતી વખતે એકાગ્રતાપૂર્વક ચિંતન કરું છું. ૫

कस्तूरिकादितनुलेपविसारगंधं पुष्पस्त्रगंतरलसत्तनुमौलिबंधम् ।

संवादितांघ्रियुगलं निजमुख्यभक्तैः संचिंतयामि शयने निशि गोकुलेशम् ।। ६ ।।

જેમના શ્રીઅંગ ઉપર ચર્ચિત કસ્તૂરી વગેરેના લેપથી સુગંધ ફેલાઇ રહી છે, ફૂલની માળાની અંદર નાનોશો અંબોડો જેમનો શોભી રહ્યો છે, પોતાના મુખ્ય ભક્તો જેમના ચરણકમલની સેવા કરે છે, એવા શ્રીગોકુલેશ પ્રભુનું રાત્રે સૂતી વખતે એકાગ્રતાપૂર્વક સ્મરણ કરું છું. ૬

सप्रेमहास्यवचनैः कतिचित् स्वकीयान् स्थित्वा क्षणं निजगृहाय निदिष्टवंतम् ।

शय्योपवेशसमयोचितवेषभाजं संचिंतयामि शयने निशि गोकुलेसम् ।। ७ ।।

થોડો વખત વિરાજીને કેટલાક નિજભક્તોને પ્રેમ અને હાસ્યસહિત વચનોથી પોતાને ઘેરે જવાની આજ્ઞા આપતાં, પોઢવા સમયનાં વસ્ત્રો જેમણે ધારણ કર્યા છે, એવા શ્રીગોકુલેશનું રાત્રે સૂતી વખતે હું એકાગ્રપૂર્વક સ્મરણ કરું છું. ૭

निद्रागमात् प्रथमतो निजसुंदरीभिस् सुसेवितं तदखिलेन्द्रियवृत्तिभोग्यम् ।

शृंगारसारमधिराजमुदारवेषं संचिंतयामि शयने निशि गोकुलेशम् ।। ८ ।।

નિંદ્રા પહેલાં નિજભક્તોએ જેની સેવા કરી છે, ભક્તોની જ ઇન્દ્રિયવૃત્તિથી જેઓ ગમ્ય છે, શૃંગારરસના સારરૂપ, મહારાજાધિરાજ જેઓ જેમણે ઉદાર વેષ પરિધાન કર્યો છે એવા શ્રીગોકુલેશનું રાત્રે સૂતી વખતે હું નિરુદ્ધ ચિત્તથી સ્મરણ કરું છું. ૮

स्वच्छोपरिच्छदलसच्छयनोपविष्टं सस्नेहभक्तसुखसेवितपादपद्मम् ।

निद्रावधुस्वसमयेप्सितसंगसौख्यं संचिंतयामि शयने निशि गोकुलेशम् ।। ९ ।।

સ્વચ્છ ચાદરથી સુશોભિત શય્યામાં વિરાજેલા, જેમનાં શ્રીચરણકમલનું સ્વરૂપાસક્ત ભક્તોએ સુખપૂર્વક સેવન કર્યું છે, નિદ્રારૂપી વધુને સમયોચિત ઇચ્છિત સુખનું દાન કર્યું છે, એવા શ્રીગોકુલેશને રાત્રે સૂતી વખતે હું એકાગ્રતાપૂર્વક યાદ કરું છું. ૯

श्रीगोकुलेशशयनाष्टकमादरेण श्रीकृष्णरायरचितं सरसार्थपद्यम् ।

संचिंतिताखिलफलप्रदमिष्टसिद्धयै संचिंतयंतु निशि तच्चरणैकचित्ताः ।। १० ।।

।। इति श्रीगोकुलेशशयनाष्टकम् संपूर्णम् ।।

શ્રીગોકુલેશપ્રભુના શ્રીચરણકમલમાં અનન્ય આસક્તિ ધરાવતા ભક્તો ઇષ્ટની સિદ્ધિ માટે આ શ્રીકૃષ્ણરાયરચિત રસિક પદ્યમય શ્રીગોકુલેશશયનાષ્ટક જે મનના બધા મનોરથોને સિદ્ધ કરનારું છે તેનું આદરપૂર્વક રાત્રે એકાગ્રતાપૂર્વક ચિંતન કરે છે. ૧૦

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# જૈ જૈ શ્રીગોકુલેશ

### મેં'તો તમને જાણીઆ એ

મેં'તો તમને જાણીઆ એ, શ્રીય ગોકુલકેરો રાય
શ્રીભાગવતમાં સાંભળ્યા એ, શ્રી વ્રજમાંથી અલગા ન થાય. ૧
વૃંદાવનમાં કર્યો રે વિહાર, શ્રી રાધાજી તણો રે આધાર
ગૌચારણમાં વાહાલો હુઆ રે ગોવાલ, શ્રીગોપી તણાં કર્યા અંગીકા. ૨
ઈન્દ્રતણું વાહાલે મરડયું રે માન, શ્રી ગોવરધન વ્રજપાલ
ફરી દ્વિજ કુલમાં પધારીઆ એ, શ્રી વિઠ્ઠલગ્રહે અવતાર
વૈષ્ણવ વલ્લભીએ જાણીઆ રે, શ્રી પુરૂષોત્તમ નિર્ધાર. ૩
જીવ વહેતા તમો રાખીઆ એ, અબલા તણા રે આધાર
માધવદાસ સોહાગીઆ એ, અખંડ હેવાતણ નિરધાર. ૪

# કવિત

જેતો સમજાવત હોં તેતો ફિર ફિર સોચ,
કરત હે જીય તેં યહ કોન હઠ ઠાન્યો હૈ;
ઢરત ન નેકહું લગ્યો રહત યાહિમાંઝ,
યાહિતેં આપનો કહાધોં હિત માન્યો હૈ;
તૂં તો હૈ અજ્ઞાન કછુ લહત ન લાભ હાનિ,
ભૂલ્યો ભૂલ્યો સ્વાર્થકું ફિરત અજાન્યો હૈ;
વલ્લભકે બચન ઉલ્લંઘે નહિ સિદ્ધ ફલ,
સોઈ તો વહ હોયગો તેં કહા કરી જાન્યો હૈ. ૧૮
અતિહી અધીર નહીં ધીર કછુ તોહે જીય,
કોન ગતિ તેરે તોહે કહા ભયો હૈ ?

**શ્રીગોકુલનાથકી જય**

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## આચાર્ય પરિચય

### -: શ્રીમાન્ ચતુર્થપીઠાધીશ્વર ગોસ્વામી શ્રીકન્હૈયાલાલજી (શ્રીકન્હૈયા પ્રભુ) :-

### (સં.૧૯૨૬)

કોઇ રાજ કરો, કોઇ પાઠ કરો, કોઇ **જોગી** જતિ ભલે ધ્યાન ધરો,
કોઈ આશિક ઔર મશૂકી કરો, કોઇ ગાન ગવૈયન મોજ લરો;
કોઈ નાહી કરો ભલે હાઈ કરો,
કરો જંત્ર ઔર મંત્ર લો તંત્ર પરો,
પર મો મનમેં તો યહી મત હૈ
વ્રજરાજ મિલેસું ઈલાજ કરો.

શ્રીકન્હૈયા પ્રભુ સ્વયં ચમત્કારી હતાં. તેથી પોતે જ જીવો ઉપર કૃપા કરી કંઇક ચમત્કાર દેખાડતાં હતા. આથી જીવોનું આપશ્રી ઉપર આકર્ષણ રહેતું. આ આકર્ષણ દ્વારા આપશ્રી જીવોને ભગવાન સન્મુખ કરતા અને ભગવત્સેવા અને ભજન દ્વારા તેના જીવનને શ્રેય માર્ગે વાળતા. પણ આપશ્રી પોતાનામાં રહેલી આ ચમત્કારી ગૂઢ શક્તિનો ઉપયોગ પોતાના સ્વાર્થ કે કામનાઓની સિદ્ધિ અર્થે કોઇ દિવસ કરતા નહિ. આથી ભગવત્‌કૃપા ઉપર નિર્ભર રહેતા અને ગમે તેવા લૌકિક-અલૌકિક સંકટ સમયે સાધનની અપેક્ષા રાખ્યા વગર ભગવાન્ સર્વસમર્થ છે, તે જ સૌ સારાં વાનાં કરશે એમ માની પોતાના કાર્યમાં મશગૂલ રહેતા અને દુઃખો સહન કરતા, અને પરમાત્માની પ્રાપ્ત કેમ થાય તે માટે સદા પ્રવૃત્ત રહેતાં.

શ્રીકન્હૈયા પ્રભુનો જન્મ મથુરામાં થયો હતો, પણ ત્રણ માસની શિશુ વયે આપશ્રી શ્રીગોકુલેશ પ્રભુની ગાદી ઉપર બિરાજ્યાં હતા. ત્યારથી આપશ્રીનું મોટાભાગનું જીવન શ્રીમદ્ ગોકુલમાં અને વ્રજમાં પસાર થયું હતું. અહીં આપશ્રીએ કરેલી વિવિધ લીલાઓથી ભક્તોનાં મન અત્યંગ આકર્ષણ પામ્યા હતાં. તેથી આપની અનુપસ્થિતિમાં તેઓ વારંવાર ક્ષોભ પામતા અને આપની લીલાઓનું સ્મરણ કર્યા કરતાં હતા. જેમ શ્રીગોપીજનો ભગવાનના વિરહમાં આપનું અત્યંત હાસ્ય, પ્રેમથી જોવું, ધ્યાનમંગલ વિહાર, હૃદયસ્પર્શી કરતી એકાંતની વાણી, આ સર્વથી ક્ષોભ પામતાં હતાં, તેવી રીતે આપશ્રીના અંતરંગ ભક્તોની દશા શ્રીગોકુલમાં હતી.

આપશ્રીનું લગ્ન તો નાનપણમાં શ્રીચન્દ્રાવલી માજી મહારાજે કરાવ્યું હતું. આપશ્રી એક દશકા માટે શ્રીગોકુલમાં વસ્યા ત્યારે આપનું વય સોળ વર્ષનું હતું, ત્યારથી આપશ્રી સેવા અને વિદ્યાનિધિ પ્રાપ્ત કરવા માટે તત્પર બન્યા હતા. આપના હૃદયમાં શ્રીવ્રજ અને શ્રીગોકુલ અંગેના દિવ્ય ભાવો આ વચમાં વસી ચૂક્યા હતા. તેથી શ્રીગોકુલની દરેક વસ્તુ આપના માટે ભાવાત્મક હતી. આ સંબંધમાં આપશ્રી વચનામૃત કરે છે કે : વ્રજ ચોરાસી કોસકી પરિક્મા શ્રીગોકુલમેં

કરી જાયગી. સો જિનકું યહાંકી પરિક્રમા કરની હોય સો વાકુ ચોરાસી કોસકી પરિક્રમાસું જાદા ફલ મિલેગો. એસે આજ્ઞા કર શ્રીગોકુલ કે સબ સ્થલમેં ચોરાસી કોસકે સ્થલ દિખાય વેસી લીલા કર સબનકું સાક્ષાત્ અનુભવ કરાયો.

વે સબ ભાગ્યવાને લિયો. શંકર સમાધાનકી આગેવાની હતી. ઈનકું સબ માહિતી હે. વે સબ વૃત્તાંત જાનત હે. વળી પતિતપાવની શ્રીયમુના મેયાના પયપાન માટે આપશ્રી સદા તત્પર રહેતા અને ખવાસને ખાસ આજ્ઞા કરતા કે શ્રીગોકુલમેં રહે કે કુવાકો જલ લેનો ઉચિત નહિ હે, શ્રીયમુના જલ કહાં મિલેગો. તેથી આપશ્રી વૈષ્ણવોને શ્રીયમુનાજલ પાન અને સ્નાન માટે વારંવાર આજ્ઞા કરતા. કોઈક ભાવિક વૈષ્ણવ શ્રીયમુનાજીને અલૌકિક સ્વરૂપ ધારી સ્નાન ન કરતા તેને આપશ્રી શ્રીયમુનાખેલ વખતે ટોકતા કે શ્રીગોકુલમેં આયકે એક વખત શ્રીયમુનાજીમેં સ્નાન કરનો ચાહિયે એસો માહાત્મ્ય હે.

શ્રીયમુનાજી અધમ ઉદ્ધારની હૈ. શ્રીયમુનાજીનું સ્વરૂપ સમજાવતાં એક વખતે આપે કહ્યું કે શ્રીગોકુલેશ્વર કૃષ્ણ રસાત્મક-જે સ્ત્રીયોંકે ગૂઢભાવાત્મક, વે સ્વરૂપકી પટરાણી શ્રીયમુનાજી હે. યાતેં યથાર્થ સ્વરૂપ સમજે વિના દૂસરેકી ક્રિયા ન દેખની. જા સ્વરૂપકું જે કોઇ ભાવસું ભજેગો વાકું વેસોઇ પ્રાપ્ત હોયેગો. ગોલોકવાસિની શ્રીયમુનાજીનું પ્રાગટ્ય ભગવાનના રસાત્મક સૂર્ય સ્વરૂપમાંથી થયું છે. દરસ કરે તે મન આનંદ અપાર હોત...

શ્રીકન્હૈયા પ્રભુચરણે શ્રીચતુર્થગૃહની યથાર્થ સ્થિતિ પ્રકટ કરી છે. આપશ્રી સદૈવ શ્રીગોકુલ અને શ્રીગોકુલનાથજી પ્રત્યે એકનિષ્ઠ ભાવ રાખતાં. અને આપશ્રી અનન્યભક્તિમાર્ગના પ્રચારક છે. જે આપણને આપશ્રીના વચનામૃતોમાંથી પ્રાપ્ત થાય છે. એક સમયે પ્રસંગોપાત આજ્ઞા કરી કે ભૂતળ પર જે સ્વરૂપ (શ્રીવલ્લભ વંશજ શ્રીગુરુદેવ) પ્રકટ થાય છે તે પોત-પોતાના સેવક-ભક્તોને માટે પ્રાકટ્ય લે છે. તેથી જેને માટે જે સ્વરૂપ પ્રકટ હોય, તેને તે સાક્ષાત્ સર્વોપર જાણી સર્વાત્મના ભાવથી અનન્ય ભક્તિથી સેવે તો જ તે સ્વરૂપની પ્રાપ્તિ તેને થાય છે. આમ અનેક પ્રકટ વચનામૃતો દ્વારા ભક્તોને સ્વ-સ્વરૂપ અને શ્રીગોકુલેશ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન કરાવી સન્માર્ગમાં પ્રેરિત કર્યા.









## -: પંચમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીઘનશ્યામજી :-

**(સં.૧૬૨૮)**

શ્રીગુસાંઈજીના સપ્તમ આત્મજ **શ્રીઘનશ્યામજી**, જેમને ઘરમાં સૌ **પ્રાણવલ્લભ** કહીને સંબોધતા, આ સ્વરૂપ વૈરાગ્યનું પ્રાકટ્ય છે, વૈરાગ્ય એટલે શ્રીપ્રભુને મેળવવાનો-મળવાનો વિપ્રયોગનો તાપ. ભક્તનો આ તાપ શ્રીપ્રભુને પ્રાણ કરતાં પણ વહાલો છે, માટે શ્રીગુસાંઈજી શ્રીઘનશ્યામજીને પ્રાણવલ્લભ કહેતા. વળી કોઈક વાર ઘન્નુ એ ટુંકા નામથી પણ બોલાવતા. ઘન્નુ એ પ્રેમ ભર્યું ટુંકુ નામ છે. આપશ્રીનું પ્રાકટ્ય સંવત. ૧૬૨૮ કારતક વદિ ૧૩ના રોજ થયું હતું. આપશ્રીના વહુજી **શ્રીકૃષ્ણાવતીજી** હતાં. **શ્રીઘનશ્યામજી** **વૈરાગ્ય**નું સ્વરૂપ છે.

**શ્રીઘનશ્યામજી** સિંચે સુધા, જીવન સકલ બ્રહ્માંડ રે રસના;

નાહ તે **શ્રીકૃષ્ણાવતી** તણા, લીલા નિત્ય અખંડ રે રસના ।। ૧૧ ।।

(ગોપાલદાસજી વલ્લભાખ્યાન)

....................,**વિરહ શ્રીઘનશ્યામ** સ્વરૂપકે,

(શ્રીદ્વારકેશજી કૃત મૂલપુરુષ)





|| ShriGokulesho Jayati ||

## SHRISARVADA SEVYA SHRIDADAJI SHRIGOKULESH PRABHU'S COMMENTRY ON

# Bhaktivardhini

*(Strengthening Devotion)*

(...continued)

**Gurudev :-** Now understanding the 4 stanzas of this sacred book of Strengthening devotion, now lets go ahead to the 5th stanza .

ShriGokulesh Prabhucharan further gives orders that till the 4th stanza we had understood that how a jeev get **passionate attatchment** towards shriprabhu. But what next? What does ahead occurs?

When a soul becomes passionate towards shriprabhu, at that time that soul-person gets non-interest in the **Sansaar—Gruha**. For this understanding ShriMahaprabhuji gives orders in the next stanza, i.e. 5th stanza.

**"Gruhasthanam Badhakatvam-anatmatvam Cha Bhasate ||**

**Yada Syad Vyasanam Krishne Krutho Syatdaiv Hi ||5||"**

Meaning :- For such a person, staying continuously at home is destructive. Having (thus) renounced, one should strive to concentrate exclusively on (ShriKrishna as) one's goal. In this way, one attains fully mature devotion, which ultimately superior to all else (one can achieve).

**- : Commentry :-**

**Bij Gruhe Sthithanam**, means **Bharyaputradi**-wife,childrens,etc. The **Grihasth** means who stays in house, accompanied with **Bharyaputradi-wife,childrens,etc**..It is bit natural that all the households are not of the same nature. So some might lack of **Sajaatiyabhaav** (bhaav for bhagwad Bhajan, like the person) in Bhagwad Bhajan, so the relation with them is giving the lack of Bhagwad bhav and is becoming obstacle, so on them (bharyaputradi) jeev gets Aruchi-non interest. Which ShriMahaprabhuji has given by name "**Baadhakatvam Bhasate**".

Now one doubt come that Bharyaputradi is becoming obstacle in the Bhagwad bhaav, but what Shruti Says, "**Na vaa are putranam kamay putra priya bhavanti, kintvatman kamay putra priya bhavanti**" what says, that pustra-children is not becoming priya due to he/she is my child, but he is priya due to he is my aatma. Now what can you argue, as it is no tmy argument, but it is the praman of the Shruti.Now as son is the part of our aatma, "**Aatma tai jayate putra**" so he should be priya... ShriMahaprabhuji here will give the samadhaan in Nirodh Lakshan by saying "**Putre Krishna Priya Hi Rati**" the son who is sanmukh to Shrikrisha is priya.





So may be son, but have no bhaav for Shrikrishna, then he / she is not a priya. Teshu-bharyaputradishu, in them the tradrush - bhagvadaasakt jeev they are not getting energy, in aatmasambandhi, so shrimahaprabhuji in such situation of the abhaav (lack) of priyabhaav of bharyaputradi in bhagvad bhaav by the word "Aatmatvanam cha bhasate"

Now further ShriMahaprabhuji says that Swayam (own)'s Bhagawad aasakti should not be lacked. Has got the sneh without any means in shriprabhu, and feels the aatmapanu (one's own) in shriprabhu only, but doesn't seen in their body. These jeevs only feels that only shriprabhu is their aatmiyajan, means to say. So these jeevs finds aatmasambandh in the bharya-putradi, as they are not having priya bhaav for shriprabhu. The family members-households may be aatmasambandh, but if they had no love for God, then they are not so precious for us. So our ShriGurucharan Chaturthpeethadhishwar ShriDevkinancanacharyashri says many times :

**"Jo ShriMahaprabhuji ko Sago, So mero Sago"**

**Jo ShriMahaprabhuji ko Sago naahi, So mero Sago Naahi"**

As far these jeevs there are two things which force them to get aruchi in gruha 1.**Baadhaktivam** & 2.**Anatmatvam**.......

The soul feels Bhagwad-aasakti towards Lord not due to any reasons, but due to Passionate affection-love, gets self-affiliation. The person does not feels **Aatma-sambandhi** in his own **Aatmiyas**. The aatmiyas for him are patni-putra-etc. Because this Aatmiyas do not have love-sneh for Lord. And the person is more passionate towards Lord. So when the person does his devotion towards Lord, he gets many obstacles due to his family members. And thus he feels **Aruchi** towards Gruh-sthan. So to show this ShriMahaprabhuji uses the word **Baadhakatvam-anatmanam**.

Now these way the Bhagwadiyas, whose devotional seed is most sprouted and strong, who is also called as Tadrushi feels Aruchi in his own Gruha (filled with stri-putra, etc), for 2 reasons, As his Devotion is now uplifting towards the Sneha-Vruddhi at it's peak, which ShriMahaprabhuji uses the word **Yada Syad**. Now at the stage when the person gets Vyasana (cannot leave without IT) towards the Fruitful-ShriKrishna; cannot stay without the Darshana, is not been able to stay without the Bhagwad relations which is been getting obstacles, Then gets **Vyasana**.

When such types of Bhaav is been felt by the person, at that time that person, who is a Devotee gets **Krutartho-Krutartha**. The person who has got the means Almighty, such devotee becomes Tadrush or in other words Krutartha. Here Means used before almighty is not in the monetory sense, but in our Path of Grace it means to say for Bhagwad-Sambandh (devotional relation) is Phaal-roopa (fruitful). And results that this Devotional relation is not forcibly but it gets related Naturally due to strong faith for a devotee for Lord. So it means to say that the Fruit which is not gained by the person itself, but is due to grace of Lord, and then the person gets Krutartha. This way it is not fruitful for that person to be given any other kind of fruit other than Lord's devotion, because that person is having Bhaav-yukta Sneha in Almighty ShriKrishna. To show this ShriMahaprabhuji uses the word **Hi.**

*………..will continue the Commentry*



*We are grateful to our ShriGokulesh Pathshala team to present the English Translation of This Sixteen Sacred Book's Bhaktivardhini Book with the **Commentary of ShriChaturthkumar ShriSarvada Sevya ShriDadaji ShriGokulesh Prabhu**. We apologise for the grammatical mistakes of the language, still we are making our best efforts to present the best way of understanding this Book of BHAKTIVARDHINI. --- editor.*

|| ShriGokulesho Jayati ||

## SHRIMAD VAALLABH PHILOSOPHY

# Comparison

**Gyandas: - Jai Jai ShriGokulesh**! It's a great day today and we had gathered here in a good number. Today we will be discussing something new. What new it can be? The new is we will try to analysis the time of ShriMahaprabhu and today's so-called Pushtimarg. At least each of us should try to participate and analyze the true Path of Pushtimarg in this Comparison. First of all I will be keeping in brief the Comparison between Pushtimarg of ShriMahaprabhuji during His time and today's so-called Pushtimarg.

**Pushtimarg of ShriMahaprabhuji ::--** *During the time of ShriMahaprabhuji, ShriMahaprabhuji used to ask the sevak-vaishnava that what is your manorath, if u had any manorath, do let me know....*

***Today's pushtimarg****: --- the administrator fixes the manoraths, and the jeev decides that I will select this manorath.*

**ShriMahaprabhuji** *used to take* ***exams of jeevs*** *for before taking him/her as a sevak by Initiation..*

***Today****, for brahmasambandh diksha, advertisement is given by the administrators in newspapers that who wants to take this diksha, please enroll your name before so and so date at so and so place*

**During ShriMahaprabhuji's time,** *there was only one* ***public temple****, and that only of Shrinathji at Jatipura (today at Shrinathdwar)***.**

***Today****, competitive haveli's are been built by private trusts and even more are still to be built*

**ShriMahaprabhuji** *used to save aapshri sevaks from taking* ***Dev-Dravya.***

***Today****, Dev-Dravya is been sold at most of the haveli's today*

**ShriMahaprabhuji** *gave aagyna not to do* ***Bhagwat Saptaah*** *for any laukik purpose such as, earnings, or fund collections for some institution development, etc*

***Today****, Bhagwat Saptaahs are done for professional purpose for fund-raising purposes*

**ShriMahaprabhuji** *never took any fixed amount of doing* ***manoraths*** *from the vaishnavas*

***Today****, prices are fixed for different manoraths*

These are few comparisons, which we will try to compare with all the Authentic Proofs from Scriptures of ShriMahaprabhuji. Also will take all of yours views, this discussion should be interactive, not single sided. So we all will participate in the discussion. We can't say this that the kaliyug has affected today, as even during the time of ShriMahaprabhuji, the kaliyug was in existence and even the attacks were done on Hindus by Muslims. The same





scenario is today also. Only the facilities have changed and the thoughts have changed. Otherwise the same scenario is there during time of ShriMahaprabhuji and today......

**Ravi** :- I'm not fully convinced by your comparison. I mean there are so many loop holes in this comparison chart. We are the Vaishnavs of course, our main intention is to follow and maintain the principles of ShriMahaprabhuji, but we should also have some respect on our basic PUSHTIMARGIYA FUNDAMENTALS. Like...u said HAVELIS are built as Temples, I strongly oppose!!!! HAVELIS are the residential places of an ACHARYA, which is an institute itself for the Pushtimargiya classes & masses. So it would be unfair to claim that HAVELIS are built for competitive purpose. 1 more thing I would like to present is that in early times, the people used to give "badhaai" of ShriKrishna Janma, ShriVamana/ShriNarsingh Jayanti, etc. to the SHASTRI or the VAKTA whose reciting a BHAAGWAT KATHA...so the tradition is still going but its name has been changed, and that's wrong!...otherwise everything is principally correct and according to ShriAacharyacharan's Principles.....*I would like to advice you it's better to see PUSHTIMARG's good side than to show people its darker part*...I mean there are 100 reasons to avoid or to run-away from good things...but try finding 1 good reason to do a good thing...PUSHTIMARG is the path of ShriThakorji's Grace...and everything which's happening is coz SHRIJI wants "KALIYUG" to do its WORK..........

**Jignesh** :- Yes Ravi, you rightly said that "PUSHTIMARG is the path of THAKORji's Grace...and everything which's happening is coz SHRIJI wants "KALIYUG" to do its WORK.....'

Many a times, we put our queries and opinions, that inspite of whatever is the intention, because of their very nature and outlook, seem compulsively critical and hence are bound to have negative impact on the discussion. We all ought to remember that this is Satsang hall, and let us step in here to learn and share that which will help us in taking a step nearer to ShriThakorji, and not the other way round. To point out something wrong is most welcome, like the dussahas of some Gyani vaishnav in self acclaim and subjugations to Diksha like synonym and claiming it to be equivalent to ShriVallabhkul's diksha blessings. However, *Gyandas your view neither protects the Pushti siddhants nor offer support to the Path of Grace*, then it is best to refrain from such discussions. I appeal to all Vaishnav bandhus to do satsang in true spirit of the word, and ensure that controversies of any kind are avoided.

**Tarun** :- I apologize on behalf of Gyandas for giving such comparison. I fully agree with what Jignesh said. Ravi has a deep insight to all of us in brief. We are together here for doing satsang and not for discussing what is good and what is bad. I personally am interested in ShriBhagwad naam only and not in controversies. You are one of our Elite people and I do not expect such comparisons from you. What's wrong and what's right, this has to be decided by ShriVallabhkul and *I hope u (gyandas) remember that as Sevaks we are supposed to do Seva and Bhagwad Smaran only*. If we as a Sevaks should follow the orders given by ShriVallabhkul balaks, but if we as a Sevak-Vaishnavas start preaching what's right and what's wrong, we shall be indirectly placing ourselves to the position of ShriVallabhkul, which I am sure you know would be biggest apradh for us. Please avoid such kinds of discussions and I am sure you would take my advice in best spirit and I really adore your knowledge, but please, I expect constructive Satsang from you and I am sure you will present us with the same in future.

collection by: dasgopal, baroda

***ShriGokulnath Ki Jai***





# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨ અંક ૮
શ્રીઉત્પત્તિ
એકાદશી વ્રત
કાર્તિક વદ
૧૧, ૨૦૬૬



## શ્રીકન્હૈયા પ્રભુ કે વચનામૃત

એક સમય એક વૈષ્ણવને આપકું વિનતી કીની જે, રાજ આપકે અંતરંગ ભક્ત હે વામેં લોક વિરૂદ્ધ કીયા દિસત હે, સો વાકું કછુ અપરાધ લગત હોયગો ? તબ આપને ગીતાજીકો શ્લોક કહે કે, આજ્ઞા કીની જે येतु सर्वाणि कर्माणि मयि सन्यास्यमत्परा: વો જે કછુ કરત હે સો હમકુ નિવેદન કરત હે, યાસું નિવર્ત હોત હે अपिचेत्सु दुराचारो भजते मामनन्य भाक् । साधुरेव स मंतव्य: सम्यग्व्यवसितोस: ।।. ६०